


સ્વસ્થાન શ્રી ધ્રાંગધરાના કેળવણી-
ખાતાએ મંજુર કરેલી.

# ગૂજરાતી પંહેલા ધોરણની નોટ.

નવા ધોરણ પ્રમાણે


છપાવી પ્રસીદ્ધ કરનાર
વ્યાસ માણેકલાલ છગનલાલ વકીલ.
ધ્રાંગધરા—(કાઠીયાવાડ.)





આ ડીબાચો અમદાવાદમાં
ધી "ચંદ્રપ્રકાશ" પ્રેસમાં છાપ્યો.



આવૃતિ ૧ લી સને ૧૯૦૩.

કીંમત ૦-૧-૬

(સ્વસ્થાન શ્રી ધ્રાંગધરાના કેળવણી ખાતાએ મંજુર કરેલી)

# ગુજરાતી પેહેલા ધોરણની નોટ.

જેની અંદર ગુજરાતી અને બાળબોધ મૂળાક્ષરો,
બારાક્ષરી, આંક પાઠના અર્થ ચલણી નાણાની
પદાર્થ પાઠ અને બાળગીત સહીત
સમાવેશ કરાવેલો છે.



નવા ધોરણ પ્રમાણે.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## વ્યાસ માણેકલાલ છગનલાલ વકીલ

ધ્રાંગધરા-કાઠીયાવાડ.



અમદાવાદ.
ધી રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રિન્ટીંગ પ્રેસ.

આવૃત્તિ ૧ લી. — પ્રત ૧૦૦૦.



સને ૧૯૦૩ સંવત ૧૯૬૦

કિંમત ૦—૧—૬

# નિચે લખેલી શીખામણ પ્રમાણે જે બાળકોચાલશે તે સારા ગુણવાળા થશે અને સૌ તેમને ચાહશે.

(૧) હમેશાં સવારમાં વહેલા ઉઠી દાતણ કરી નિશાળે જવું.
(૨) વખતસર નિશાળે જવું વગર કામે ગેરહાજર રહેવું નહિ.
(૩) ભણવામાં બરાબર મન રાખવું પણ રમવામાં મન રાખી રખડવું કે તોફાન કરવું નહિ.
(૪) ચોરી કરવી નહિ અને જૂઠું બોલવું નહિ.
(૫) રસ્તામાં અને નિશાળમાં કોઇ જોડે તોફાન કરવું નહિ.
(૬) નઠારા વચન બોલવા નહિ અને કોઇને ગાળો દેવી નહિ.
(૭) બીજાને ન આવડતું હોય તો શીખવવું.
(૮) ભણવામાં મહેનત લઈ પહેલો નંબર આવે તેમ કરવું.
(૯) ભણતી વખતે નકામા ગપ્પાં મારવાં નહિ.
(૧૦) શરીરે ધોએલાં સાફ લૂગડાં પહેરવાં ગંદુ રહેવું નહિ.
(૧૧) થોડે થોડે સમજીને ભણવાથી સારૂં ભણાય છે.
(૧૨) સૌની સાથે સારી રીતભાતથી વર્તવું.
(૧૩) શીખેલા આંક ભૂલી ન જઇએ માટે રાત્રે મોપાટ લેવી.
(૧૪) મા બાપ અને ભણાવનાર મહેતાજી કહે તેમ કરવું.
(૧૫) બધાને માનથી બોલાવવા હુંકારે ટુંકારે બોલાવવા નહિ.
(૧૬) બધા સાથે હળી મળીને રહેવું વિવેક રાખવો.
(૧૭) પારકી જણસ લેવી નહિ જડે તો મહેતાજીને આપવી.
(૧૮) કોઇપણ જાતનું બંધાણ કરવું નહિ.
(૧૯) જુગાર રમવું નહિ, નઠારાની સોબત કરવી નહિ.
(૨૦) રીસાવાની ટેવ રાખવી નહિ.

# गूजराती पेहेला धोरणने उपयोगी नोट.

## મૂળાક્ષરો

### ગુજરાતી વ્યંજનો.

| | | | | |
|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ઙ |
| ચ | છ | જ | ઝ | ઞ |
| ટ | ઠ | ડ | ઢ | ણ |
| ત | થ | દ | ધ | ન |

| | | | | |
|---|---|---|---|---|
| પ | ફ | બ | ભ | મ |
| ય | ર | લ | વ | શ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ષ | સ | હ | ળ | ક્ષ | જ્ઞ |

ગૂજરાતી સ્વરો,

| | | | | | |
|---|---|---|---|---|---|
| અ | આ | ઇ | ઈ | ઉ | ઊ |
| એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ

ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખઃ

ગ ગા ગિ ગી ગુ ગૂ ગે ગૈ ગો ગૌ ગં ગઃ

ઘ ઘા ઘિ ઘી ઘુ ઘૂ ઘે ઘૈ ઘો ઘૌ ઘં ઘઃ

ચ ચા ચિ ચી ચુ ચૂ ચે ચૈ ચો ચૌ ચં ચઃ

છ છા છિ છી છુ છૂ છે છૈ છો છૌ છ છઃ

જ જા જિ જી જુ જૂ જે જૈ જો જૌ જં જઃ

ઝ ઝા ઝિ ઝી ઝુ ઝૂ ઝે ઝૈ ઝો ઝૌ ઝં ઝઃ

ટ ટા ટિ ટી ટુ ટૂ ટે ટૈ ટો ટૌ ટં ટઃ

ઠ ઠા ઠિ ઠી ઠુ ઠૂ ઠે ઠૈ ઠો ઠૌ ઠં ઠઃ

ડ ડા ડિ ડી ડુ ડૂ ડે ડૈ ડો ડૌ ડં ડઃ

ઢ ઢા ઢિ ઢી ઢુ ઢૂ ઢે ઢૈ ઢો ઢૌ ઢં ઢઃ

ણ ણા ણિ ણી ણુ ણૂ ણે ણૈ ણો ણૌ ણં ણઃ

ત તા તિ તી તુ તૂ તે તૈ તો તૌ તં તઃ

થ થા થિ થી થુ થૂ થે થૈ થો થૌ થં થઃ

દ દા દિ દી દુ દૂ દે દૈ દો દૌ દં દઃ

ધ ધા ધિ ધી ધુ ધૂ ધે ધૈ ધો ધૌ ધં

ન ના નિ ની નુ નૂ ને નૈ નો નૌ નં નઃ

પ પા પિ પી પુ પૂ પે પૈ પો પૌ પં પઃ

ફ ફા ફિ ફી ફુ ફૂ ફે ફૈ ફો ફૌ ફં ફઃ

બ બા બિ બી બુ બૂ બે બૈ બો બૌ બં બઃ

ભ ભા ભિ ભી ભુ ભૂ ભે ભૈ ભો ભૌ ભં ભઃ

મ મા મિ મી મુ મૂ મે મૈ મો મૌ મં મઃ

ય યા યિ યી યુ યૂ યે યૈ યો યૌ યં યઃ

ર રા રિ રી રુ રૂ રે રૈ રો રૌ રં રઃ

લ લા લિ લી લુ લૂ લે લૈ લો લૌ લં લઃ

વ વા વિ વી વુ વૂ વે વૈ વો વૌ વં વઃ

શ શા શિ શી શુ શૂ શે શૈ શો શૌ શં શઃ

ષ ષા ષિ ષી ષુ ષૂ ષે ષૈ ષો ષૌ ષં ષઃ

સ સા સિ સી સુ સૂ સે સૈ સો સૌ સં સઃ

હ હા હિ હી હુ હૂ હે હૈ હો હૌ હં હઃ

ળ ળા ળિ ળી ળુ ળૂ ળે ળૈ ળો ળૌ ળં ળઃ

ક્ષ ક્ષા ક્ષિ ક્ષી ક્ષુ ક્ષૂ ક્ષે ક્ષૈ ક્ષો ક્ષૌ ક્ષં ક્ષઃ

જ્ઞ જ્ઞા જ્ઞિ જ્ઞી જ્ઞુ જ્ઞૂ જ્ઞે જ્ઞૈ જ્ઞો જ્ઞૌ જ્ઞં જ્ઞઃ

## બાળબોધ અને વ્યંજન

क ख ग घ ङ च छ ज झ ञ ट

ठ ड ढ ण त थ द ध न प फ ब भ

म य र ल व श ष स ह ळ क्ष ज्ञ

## बाळबोध स्वर.

| | | | | | |
|---|---|---|---|---|---|
| अ | आ | इ | ई | उ | ऊ |
| ए | ऐ | ओ | औ | अं | अः |

# बाळबोध बाळाक्षरी.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| क | का | कि | की | कु | कू | के | कै | को | कौ | कं | कः |
| ख | खा | खि | खी | खु | खू | खे | खै | खो | खौ | खं | खः |
| ग | गा | गि | गी | गु | गू | गे | गै | गो | गौ | गं | गः |
| घ | घा | घि | घी | घु | घू | घे | घै | घो | घौ | घं | घः |
| च | चा | चि | ची | चु | चू | चे | चै | चो | चौ | चं | चः |
| छ | छा | छिं | छी | छु | छू | छे | छै | छो | छौ | छं | छः |
| ज | जा | जि | जी | जु | जू | जे | जै | जो | जौ | जं | जः |
| झ | झा | झि | झी | झु | झू | झे | झै | झो | झौ | झं | झः |
| ट | टा | टि | टी | टु | टू | टे | टै | टो | टौ | टं | टः |
| ठ | ठा | ठि | ठी | ठु | ठू | ठे | ठै | ठो | ठौ | ठं | ठः |
| ड | डा | डि | डी | डु | डू | डे | डै | डो | डौ | डं | डः |
| ढ | ढा | ढि | ढी | ढु | ढू | ढे | ढै | ढो | ढौ | ढं | ढः |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ण | णा | णि | णी | णु | णू | णे | णै | णो | णौ | णं | णः |
| त | ता | ति | ती | तु | तू | ते | तै | तो | तौ | तं | तः |
| थ | था | थि | थी | थु | थू | थे | थै | थो | थौ | थं | थः |
| द | दा | दि | दी | दु | दू | दे | दै | दो | दौ | दं | दः |
| ध | धा | धि | धी | धु | धू | धे | धै | धो | धौ | धं | धः |
| न | ना | नि | नी | नु | नू | ने | नै | नो | नौ | नं | नः |
| प | पा | पि | पी | पु | पू | पे | पै | पो | पौ | पं | पः |
| फ | फा | फि | फी | फु | फू | फे | फै | फो | फौ | फं | फः |
| ब | बा | बि | बी | बु | बू | बे | बै | बो | बौ | बं | बः |
| भ | भा | भि | भी | भु | भू | भे | भै | भो | भौ | भं | भः |
| म | मा | मि | मी | मु | मू | मे | मै | मो | मौ | मं | मः |
| य | या | यि | यी | यु | यू | ये | यै | यो | यौ | यं | यः |
| र | रा | रि | री | रु | रू | रे | रै | रो | रौ | रं | रः |

ल ला लि ली लु लू ले लै लौ लो लं लः

व वा वि वी वु वू वे वै वो वौ वं वः

श शा शि शी शु शू शे शै शो शौ शं शः

ष षा षि षी षु षू षे षै षो षौ षं षः

स सा सि सी सु सू से सै सो सौ सं सः

ह हा हि ही हु हू हे है हो हौ हं हः

ळ ळा ळि ळी ळु ळू ळे ळै ळो ळौ ळं ळः

क्ष क्षा क्षि क्षी क्षु क्षू क्षे क्षै क्षो क्षौ क्षं क्षः

ज्ञ ज्ञा ज्ञि ज्ञी ज्ञु ज्ञू ज्ञे ज्ञै ज्ञो ज्ञौ ज्ञं ज्ञः



## એકા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ | ૩ | ૩ | ૧ | ૪ | ૪ | ૧ | ૫ | ૫ |
| ૨ | ૧ | ૨ | ૨ | ૨ | ૪ | ૨ | ૩ | ૬ | ૨ | ૪ | ૮ | ૨ | ૫ | ૧૦ |
| ૩ | ૧ | ૩ | ૩ | ૨ | ૬ | ૩ | ૩ | ૯ | ૩ | ૪ | ૧૨ | ૩ | ૫ | ૧૫ |
| ૪ | ૧ | ૪ | ૪ | ૨ | ૮ | ૪ | ૩ | ૧૨ | ૪ | ૪ | ૧૬ | ૪ | ૫ | ૨૦ |
| ૫ | ૧ | ૫ | ૫ | ૨ | ૧૦ | ૫ | ૩ | ૧૫ | ૫ | ૪ | ૨૦ | ૫ | ૫ | ૨૫ |
| ૬ | ૧ | ૬ | ૬ | ૨ | ૧૨ | ૬ | ૩ | ૧૮ | ૬ | ૪ | ૨૪ | ૬ | ૫ | ૩૦ |
| ૭ | ૧ | ૭ | ૭ | ૨ | ૧૪ | ૭ | ૩ | ૨૧ | ૭ | ૪ | ૨૮ | ૭ | ૫ | ૩૫ |
| ૮ | ૧ | ૮ | ૮ | ૨ | ૧૬ | ૮ | ૩ | ૨૪ | ૮ | ૪ | ૩૨ | ૮ | ૫ | ૪૦ |
| ૯ | ૧ | ૯ | ૯ | ૨ | ૧૮ | ૯ | ૩ | ૨૭ | ૯ | ૪ | ૩૬ | ૯ | ૫ | ૪૫ |
| ૧૦ | ૧ | ૧૦ | ૧૦ | ૨ | ૨૦ | ૧૦ | ૩ | ૩૦ | ૧૦ | ૪ | ૪૦ | ૧૦ | ૫ | ૫૦ |

## એકા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૬ | ૧ | ૭ | ૭ | ૧ | ૮ | ૮ | ૧ | ૯ | ૯ | ૧ | ૧૦ | ૧૦ |
| ૨ | ૬ | ૧૨ | ૨ | ૭ | ૧૪ | ૨ | ૮ | ૧૬ | ૨ | ૯ | ૧૮ | ૨ | ૧૦ | ૨૦ |
| ૩ | ૬ | ૧૮ | ૩ | ૭ | ૨૧ | ૩ | ૮ | ૨૪ | ૩ | ૯ | ૨૭ | ૩ | ૧૦ | ૩૦ |
| ૪ | ૬ | ૨૪ | ૪ | ૭ | ૨૮ | ૪ | ૮ | ૩૨ | ૪ | ૯ | ૩૬ | ૪ | ૧૦ | ૪૦ |
| ૫ | ૬ | ૩૦ | ૫ | ૭ | ૩૫ | ૫ | ૮ | ૪૦ | ૫ | ૯ | ૪૫ | ૫ | ૧૦ | ૫૦ |
| ૬ | ૬ | ૩૬ | ૬ | ૭ | ૪૨ | ૬ | ૮ | ૪૮ | ૬ | ૯ | ૫૪ | ૬ | ૧૦ | ૬૦ |
| ૭ | ૬ | ૪૨ | ૭ | ૭ | ૪૯ | ૭ | ૮ | ૫૬ | ૭ | ૯ | ૬૩ | ૭ | ૧૦ | ૭૦ |
| ૮ | ૬ | ૪૮ | ૮ | ૭ | ૫૬ | ૮ | ૮ | ૬૪ | ૮ | ૯ | ૭૨ | ૮ | ૧૦ | ૮૦ |
| ૯ | ૬ | ૫૪ | ૯ | ૭ | ૬૩ | ૯ | ૮ | ૭૨ | ૯ | ૯ | ૮૧ | ૯ | ૧૦ | ૯૦ |
| ૧૦ | ૬ | ૬૦ | ૧૦ | ૭ | ૭૦ | ૧૦ | ૮ | ૮૦ | ૧૦ | ૯ | ૯૦ | ૧૦ | ૧૦ | ૧૦૦ |

## અગીઆરા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧ | ૧૧ | ૧૨ | ૧ | ૧૨ | ૧૩ | ૧ | ૧૩ | ૧૪ | ૧ | ૧૪ | ૧૫ | ૧ | ૧૫ |
| ૧૧ | ૨ | ૨૨ | ૧૨ | ૨ | ૨૪ | ૧૩ | ૨ | ૨૬ | ૧૪ | ૨ | ૨૮ | ૧૫ | ૨ | ૩૦ |
| ૧૧ | ૩ | ૩૩ | ૧૨ | ૩ | ૩૬ | ૧૩ | ૩ | ૩૯ | ૧૪ | ૩ | ૪૨ | ૧૫ | ૩ | ૪૫ |
| ૧૧ | ૪ | ૪૪ | ૧૨ | ૪ | ૪૮ | ૧૩ | ૪ | ૫૨ | ૧૪ | ૪ | ૫૬ | ૧૫ | ૪ | ૬૦ |
| ૧૧ | ૫ | ૫૫ | ૧૨ | ૫ | ૬૦ | ૧૩ | ૫ | ૬૫ | ૧૪ | ૫ | ૭૦ | ૧૫ | ૫ | ૭૫ |
| ૧૧ | ૬ | ૬૬ | ૧૨ | ૬ | ૭૨ | ૧૩ | ૬ | ૭૮ | ૧૪ | ૬ | ૮૪ | ૧૫ | ૬ | ૯૦ |
| ૧૧ | ૭ | ૭૭ | ૧૨ | ૭ | ૮૪ | ૧૩ | ૭ | ૯૧ | ૧૪ | ૭ | ૯૮ | ૧૫ | ૭ | ૧૦૫ |
| ૧૧ | ૮ | ૮૮ | ૧૨ | ૮ | ૯૬ | ૧૩ | ૮ | ૧૦૪ | ૧૪ | ૮ | ૧૧૨ | ૧૫ | ૮ | ૧૨૦ |
| ૧૧ | ૯ | ૯૯ | ૧૨ | ૯ | ૧૦૮ | ૧૩ | ૯ | ૧૧૭ | ૧૪ | ૯ | ૧૨૬ | ૧૫ | ૯ | ૧૩૫ |
| ૧૧ | ૧૦ | ૧૧૦ | ૧૨ | ૧૦ | ૧૨૦ | ૧૩ | ૧૦ | ૧૩૦ | ૧૪ | ૧૦ | ૧૪૦ | ૧૫ | ૧૦ | ૧૫૦ |

## અગીઆરા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | ૧ | ૧૬ | ૧૭ | ૧ | ૧૭ | ૧૮ | ૧ | ૧૮ | ૧૯ | ૧ | ૧૯ | ૨૦ | ૧ | ૨૦ |
| ૧૬ | ૨ | ૩૨ | ૧૭ | ૨ | ૩૪ | ૧૮ | ૨ | ૩૬ | ૧૯ | ૨ | ૩૮ | ૨૦ | ૨ | ૪૦ |
| ૧૬ | ૩ | ૪૮ | ૧૭ | ૩ | ૫૧ | ૧૮ | ૩ | ૫૪ | ૧૯ | ૩ | ૫૭ | ૨૦ | ૩ | ૬૦ |
| ૧૬ | ૪ | ૬૪ | ૧૭ | ૪ | ૬૮ | ૧૮ | ૪ | ૭૨ | ૧૯ | ૪ | ૭૬ | ૨૦ | ૪ | ૮૦ |
| ૧૬ | ૫ | ૮૦ | ૧૭ | ૫ | ૮૫ | ૧૮ | ૫ | ૯૦ | ૧૯ | ૫ | ૯૫ | ૨૦ | ૫ | ૧૦૦ |
| ૧૬ | ૬ | ૯૬ | ૧૭ | ૬ | ૧૦૨ | ૧૮ | ૬ | ૧૦૮ | ૧૯ | ૬ | ૧૧૪ | ૨૦ | ૬ | ૧૨૦ |
| ૧૬ | ૭ | ૧૧૨ | ૧૭ | ૭ | ૧૧૯ | ૧૮ | ૭ | ૧૨૬ | ૧૯ | ૭ | ૧૩૩ | ૨૦ | ૭ | ૧૪૦ |
| ૧૬ | ૮ | ૧૨૮ | ૧૭ | ૮ | ૧૩૬ | ૧૮ | ૮ | ૧૪૪ | ૧૯ | ૮ | ૧૫૨ | ૨૦ | ૮ | ૧૬૦ |
| ૧૬ | ૯ | ૧૪૪ | ૧૭ | ૯ | ૧૫૩ | ૧૮ | ૯ | ૧૬૨ | ૧૯ | ૯ | ૧૭૧ | ૨૦ | ૯ | ૧૮૦ |
| ૧૬ | ૧૦ | ૧૬૦ | ૧૭ | ૧૦ | ૧૭૦ | ૧૮ | ૧૦ | ૧૮૦ | ૧૯ | ૧૦ | ૧૯૦ | ૨૦ | ૧૦ | ૨૦૦ |

# ગુજરાતી પહેલી ચોપડીના અર્થ.

**પાઠ ૧ લો.**
માતા=મા, જણેતા
બા=બહેન.

**પાઠ ૨ જો**
ભૂ=પાણી
પા=પીવરાવ.

**પાઠ ૩ જો.**
જા=જવું.

**પાઠ ૪ થો.**
બા-બાપનો બાપ, મા નો બાપ.

**પાઠ ૫ મો.**
જો=નજર કર

**પાઠ ૬ ઠો.**
જાખા=ખાઇજા, જમ

**પાઠ ૭ મો.**
બી=બીજ, ઠળીઓ;

**પાઠ ૮ મો.**
લે=પકડ, ઝાલ.

**પાઠ ૯ મો.**
જી=જીજી.
ના=નહિ.

**પાઠ ૧૦ મો.**
રૂ=કપાસ

**પાઠ ૧૧ મો.**
તાતા=રોટલી
છીઃ=ખરાબ, મેલું, ગંદુ.

**પાઠ ૧૨ મો.**
બાઉ=મીઠાઇલાડુ.

**પાઠ ૧૪ મો.**
વાવા=સારૂં, મજેનું
મારૂ=પોતાનું

**પાઠ ૧૫ મો.**
મને=પોતાને.
લાવ=લઇ આવ.
ખાજે=ખાઇજજે, જમજે
પીઉં=પીજાઉં.
બાપ=પિતા

**પાઠ ૧૭ મો.**
ત્યાં=તે ઠેકાણે
તલ=દાણા છે તેમાંથી તેલ નીકળે
મામો=માનો ભાઇ.

**પાઠ ૧૮ મો.**
દે=આપ.
ભાત=રાંધેલા ચોખા.
ખાવા=જમવા.
જોવા=તપાસવા,

**પાઠ ૧૯ મો.**
નહિ=ના.
મામો=માનો ભાઈ
પછી=જરા રહીને,

**પાઠ ૨૦ મો.**
મારા=પોતાના
જોવું=ભાળવું

**પાઠ ૨૧ મો.**
તારે=પોતાને

**પાઠ ૨૨ મો.**
ભાવશે=પસંદ પડશે.
માજી=મા

**પાઠ ૨૩ મો.**
શાક=ભાજી પાલો.
દાળ=મગ, અડદ વિગેરેને ભરડી, દાળ કરેલ હોય તે
ઊંઘે=સુઇજાય
દેશે=આપશે

**પાઠ ૨૪ મો.**
જોઉં=દેખવું, જોવું,

**પાઠ ૨૫ મો.**
નથી=છે નહીં
કાકા=બાપના નાના ભાઇ
ક્યાં=કયે ઠેકાણે

**પાઠ ૨૬ મો.**
કાંઇ=લગાર, થોડુ

આપું=દઉં
બેન=બા.
વાત=કથા, કહાણી.
કહ્યુ=બોલ્યું.
ખાવું=જમવું.

પાઠ ૨૭ મો.

કોણ=કયો.
થાય=લાગે, બને.
માસી=માની બહેન
ભાઇ=બંધવ

પાઠ ૨૮ મો.

જાણે=ખબર પડે
મસ=વધારે, ઝાઝું
આપીશ=દઇશ
લાવી=આણી
કરશે=બનાવશે
ખાશે=જમશે
સરત=ખબર

પાઠ ૨૯ મો.

માગે=માગણી કરે
કહ્યુ=બોલ્યું
જોઇશે=ખપ પડશે,
પુરી=વણની નાની
તળેલી રોટલી.

પાઠ ૩૦ મો.

જુઓ=ભાળો
કેરી=આંબાનું ફળ
બેન=બા, ભગની

પાઠ ૩૧ મો.

ભુખ=ખાવાનું મન
થવું, રૂચી થવી
બહાર=મારગમાં

પાઠ ૩૨ મો.

પાસે=થડમાં
ભાભી=ભાઇની વહુ
કયારે=કઇ વખત
ત્યારે=તે વખત
ગઈ=ચાલતી થઇ
કાકો=બાપનો નાનો
ભાઇ.

પાઠ ૩૩ મો.

ગુંદર=ઝાડનો ચીકણો
રસ.
જુની=અસલની
કાલે=આવતે દહાડે
લેતી=લાવતી

પાઠ ૩૪ મો.

પશુ=ઢોર, ચાર પગ
વાળા જનાવર

પાઠ ૩૫ મો.

પૈસો=ગઇ, કાવડીયું,
ફદીઉ. દોઢીયું
જોડે=સાથે
તેડી=ઉચકી લઇ
આપણા=પોતાના.
નાની=ટુંકી.

પાઠ ૩૬ મો.

સારો=રૂપાળો
માટે=વાસ્તે
લીધો=લાવ્યો
વારે=વખતે

પાઠ ૩૭ મો.

બુમો=રાડો, ધાંટા
થયું=બન્યું
પાડો=કાઢો

પાઠ ૩૮ મો.

છોકરાં=બાળક
આપણે=પોતે
જાડો=મજબુત
ચાકર=નોકર

પાઠ ૩૯ મો.

આણું=લાવું,
બહુ=વધારે
ખપ=જરૂર
કને=થડમાં, પાસે
કાચા=રાંધ્યા વગરના

પાઠ ૪૦ મો.

ભલી=સારી, ડાહી.
રાંધે=પકવે
ખાધા=જમ્યા
ખવાડતાં=જમાડતાં
દહાડે=દિવસે

પાઠ ૪૧ મો.

બાપડા=બીચારા

ધીમે=હળવે
ઝટ=જલદી
ઉતાવળ=એકદમ
આપણી=પોતાની
શેરી=ફળીયું
ડોશી=ઘરડી બાયડી
હીંડાતું=ચલાતુ
બાપડી=ગીચારી
ચાલે=હીંડે.

**પાઠ ૪૨ મો.**

ચોળ=મસળ
વેળા=વખત
ગંદી=મેલી
ગાંડી=ઘેલી.
મેલા=ગંદા
ડીલે=શરીરે

**પાઠ ૪૩ મો.**

ઓળખી=જાણી
ખેતર=દાણા, કપાસ વીગેરેને પાકે તેવી જમીન

મજુરી=મહેનત
રાખજે=સાચવજે
અનાજ=દાણા

**પાઠ ૪૪ મો.**

બોલો=કહો

**પાઠ ૪૫ મો.**

બાકી=અધુરી
દળી=લોટ કરી
રોજ=હમેશ
લોટ=આટો

**પાઠ ૪૬ મો.**

હીંડે=ઉભી થાય
પાટુ=લાત
સુતી=ઉંઘી ગઇ

**પાઠ ૪૭ મો**

ચારો=ખડ, ઘાસ,
ગોધો=બળદ, આખલો
બધુ=તમામ
કાદવ=કચરો
કજીઓ=ઝઘડવાડ
ફરે=આથડે.

ભણે=શીખે
હળ=સાંતીડું
ધણી=માલીક
ઢોર=પશુ

**પાઠ ૫૬ મો.**

પક્ષી=માળે ઘરનું
ધલોડી=એક જાતનું જનાવર

**પાઠ ૫૭ મો.**

લેખણ=કલમ
ઉમેરીએ=વધારીએ
જોડે=સાથે
ઉલટા=અવળા

**પાઠ ૫૮ મો.**

આંગળા=હાથની આંગળીઓ
પાઇ=દુકાની અરધી

**પાઠ ૫૯ મો.**

મીંડું=શુન્ય

—

# નવી ગુજરાતી પહેલી ચોપડીના અર્થ.

**પાઠ ૧ લો.**

રથ=વેલ
હળ=સાંતીડું
કલમ=લેખણ

**પાઠ ૨ જો.**

મા=જણેતા.
બા=એન.
ભા=બાપનો બાપ, માનો બાપ.
જા=જાવું.
ખા=ખાવું

**પાઠ ૩ જો.**

કાકા=બાપનો નાનો ભાઇ.
મામા=માનો ભાઇ.
દાદા=બાપનો મોટો ભાઈ, ભાઈજી.
તાતા=રોટલા
ભાત=ચોખા રાંધેલા
ઘાસ=ખડ.
આપે=દે.

**પાઠ ૪ થો.**

તલ=દાણા છે ને જે-માંથી તેલ નીકળે છે તે.

**પાઠ ૫ મો.**

બી=મીંજ, ઠળીઓ.

**પાઠ ૬ ઠો.**

કાકી=કાકાની વહુ.
મામી=મામાની વહુ.
માશી=માની બેન.
ભાભી=ભાઇની વહુ.
દાદી=દાદાની વહુ.
પાટી=સ્લેટ.
ગીત=હાલરડું, ગાયન

**પાઠ ૭ મો.**

જીજી=મા
ભાજી=તાંજળજો મેથી વિગેરે.
ગા=બોલ

**પાઠ ૮ મો.**

લાડુ=લાડવા
વાળુ=સાંજે જમવું તે
નથી=છે નહિ.

**પાઠ ૯ મો.**

મીઠું=લુણ, નિમક

**પાઠ ૧૦ મો.**

વાજું=પંપુડું.

**પાઠ ૧૧ મો.**

ભૂ=પાણી

**પાઠ ૧૨ મો.**

જી=મા

સૂંઠ=સુકું આદુ.

**પાઠ ૧૫ મો.**

કેરી=આંબાનું ફળ.
મને=પોતાને.

**પાઠ ૧૬ મો.**

ચરે=ખાય, ચરો.
રમે=રમત કરે.

**પાઠ ૧૮ મો.**

ઘણું=બહુ.

**પાઠ ૨૦ મો.**

ઢોલ=નગારૂ

**પાઠ ૨૧ મો.**

બોર=બોરડીનું ફળ

**પાઠ ૨૨ મો.**

તોપ=બંદુક

**પાઠ ૨૩ મો.**

પૂતળી=રમકડું

**પાઠ ૨૪ મો.**

મોં=મોઢું.
પોંખ=કાચા દાણા સેકતે

**પાઠ ૨૫ મો.**

સૌ=બધા
વાહવાહ=શાબાશ

**પાઠ ૨૬ મો.**

દિવસ=દહાડો
નિશાળ=ભણવાની જગ્યા.
બાગમાં=વાડીમાં

**પાઠ ૨૭ મો.**
જોયાં=દીઠાં
**પાઠ ૨૮ મો.**
ઘેટા=મેંઢા
પંખી=પાંખવાલા જનાવર
રૂપાળો=શોભિતો
**પાઠ ૨૯ મો.**
ચીંચીં=ચકલી બોલે તે
બરાડે=રાડ પાડે
ખોંખારે-હણુહણે
કટકા=ગટકા
**પાઠ ૩૦. મો**
ફોઈ=બાપની બેન
**પાઠ ૩૧મો.**
ચળકતી=ઝગઝગતી
સંતાઇ=છાની રહી
તાકી=લાગ જોઇ
નીચે=હેઠે
પકડશે=ઝાલશે.
**પાઠ ૩૨ મો**
પેટ=ઓઝરી.
વરસાદ=મેહ
મીઠું=સ્વાદીલું.
**પાઠ ૩૩ મો.**
હેત=પ્રીત.
ઊતાવળી=જલદીથી
દોહવા=દુધ કાઢવા
**પાઠ ૪૪ મો.**

દુકાન=હાટ
ફેરવતાં=રમતાં
ડાલી=સગઝુ
**પાઠ ૩૫ મો.**
જમીન=ધરતી
કૂદેછે=ઠેકડા મારેછે
**પાઠ ૩૬ મો.**
સુંદર=સોભિતું.
ખુશી=રાજી
બીએછે=ડરેછે
ઝાલી=પકડી
**પાઠ ૩૭ મો.**
મેઢુ=ઘેટું
લૂગડાં=કપડાં
કાતરી=કાપી
વહાલાં=હેતવાળાં
ટાઢ=ઠંડક
**પાઠ ૩૮ મો.**
પારકા=બીજાનો
ઘેલો=ગાંડો
**પાઠ ૩૯ મો**
કલગી=છોગું

ઝુંડ=ઘણાં ઝાડ
શોધેછે=ગોતેછે
મજા=ખુશી
ચાલ=હાલ
અવાજ=શબ્દ
**પાઠ ૪૦ મો**

કચરો-પૂંજો
ઠેકાણું=જગ્યા
ખોતરેછે=ખોદેછે
ચરવા=ખાવા
દરરોજ=હમેશાં
**પાઠ ૪૧ મો.**
ટુકા=નાનાં
તરેછે=પાણી ઉપર રહેછે;
**પાઠ ૪૨ મો.**
માખણ=તાવ્યા પહેલાનું ઘી.
તાવે=ઊનું કરે
તાજું=તરતનું
ચીકણું=ચીકાશવાળુ
**પાઠ ૪૩ મો.**
ગંધાય=ખરાબ લાગે
મેલ=ગંધ
બાળકો=છોકરાઓ
ખસ=રોગ
ચોખા=સાફ
પાંશરા=સીધા
**પાઠ ૪૪ મો.**
લબડેછે=ટીંગાયછે
ભડકેછે=બીએછે
નાસેછે=ભાગેછે

**પાઠ ૪૫ મો.**
દરજી=સઇ, મેરઇ.
વેતરેછે=કાપેછે

વાયદો=વદાડ
ફેરા=આંટા
ઝબલું=પેરણ

**પાઠ ૪૬ મો.**

આપ્યો=દીધો

**પાઠ ૪૭ મો.**

ઓળખી=પારખીજાણી

**પાઠ ૪૮ મો.**

બરડે=ઘંટીમાં કટકા કરે

**પાઠ ૪૯ મો.**

ટોપલી=સુંડલી
પડખે=પાસે
ઓરતી=નાંખતી
બદલેછે=ફેરવેછે
વિમાસો=થાક
ઝીણો=પાતળો

**પાઠ ૫૦ મો.**

મેમાન=પરોણા
સગજ=ખબર
તુરીઆં=ગીસોડા

**પાઠ ૫૧ મો.**

ચીતરતાં=આળેખતાં
કુંડાળું=ચકરડું

**પાઠ ૫૨ મો.**

ગમેછે=ગોઠેછે
ચાકર=નોકર
ગરીબ=મારેનહિ એવો

**પાઠ ૫૩ મો.**

ત્રાજવા=તાજવાં
ઘરાક=લેનાર માણસો
કંદોઇ=મીઠાઇ કરનારો

**પાઠ ૫૪ મો.**

ડાહપણ=સમજણ
ટાંગેલો=ટીંગાડેલો
ચાલ=રીવાજ
વેળા=વખત
વાટ=રાહ
હસવું=રાજી થવું

# ચલણી નાણાની માહિતી તથા નાણાંની ધાત.

| | | | |
|---|---|---|---|
| ૩ | પાઈનો | ૧ | પૈસો |
| ૨ | અધેલે | ૧ | પૈસો |
| ૨ | પૈસાનો | ૧ | ઢબુ |
| ૩ | પૈસાનો | ૧ | ટકો |
| ૪ | પૈસાનો | ૧ | આનો |
| ૨ | આનાની | ૧ | બે આની |
| ૪ | આનાની | ૧ | પાવલી |
| ૮ | આનાનો | ૧ | અરધો |
| ૧૬ | આનાનો | ૧ | રુપિઓ |
| ૧ | રૂપીઆના | ૬૪ | પૈસા |

| | | | |
|---|---|---|---|
| ૧૬ | આનાના | ૬૪ | પૈસા |
| ૧૨ | આનાના | ૪૮ | ,, |
| ૮ | આનાના | ૩૨ | ,, |
| ૪ | આનાના | ૧૬ | ,, |
| ૨ | આનાના | ૮ | ,, |
| ૧ | આનાના | ૪ | ,, |
| ૧ | આનાની | ૧૨ | પાઈ |
| ૧ | પૈસાની | ૩ | ,, |
| ૨ | પૈસાની | ૬ | ,, |
| ૩ | પૈસાની | ૯ | ,, |
| ૪ | પૈસાની | ૧૨ | ,, |

બસેં સુધી સંખ્યા આવે તેવા મોઢે ગણવાના હિસાબ.

મારી પાસે ૧૦ કેરી છે અને મારા ભાઇએ બીજી ૧૦ કેરી આપી તો કુલ કેટલી થાય.?

૪૦ ખારેક છે તેમાંથી ૧૫ ખારેક ખાધી તો બાકી કેટલી રહે ?

૮૦ રૂપિઆછે દરેકને દશ દશ આપ્યા તો કેટલા દશકા અપાયા.?

૭૫ જામફળ છે દરેકને દશ દશ આપું તો કેટલા દશકા આપું ને બાકી કેટલા વધશે ?

૨૦૦ રૂપિઆમાંથી ૧૫ દશકા રૂપિઆ વહેંચી દીધાતો બાકી કેટલા દશકા રૂપિઆ રેહેશે ?

૨૦ છોકરા હાજર છે ૫ સીક છે ને ૬ ગેરહાજરછે તો કલાસમાં બધા મળીને કેટલા છોકરા હશે ?

એક ટીકટ ૫ પઇસાની મળેછે તો ૩૬ ટીકટનું શું બેસે.

મારી પાસે ૭૦ પેંડા છે દરેકને ૫ પેંડા આપું તો કેટલા છોકરાને અપાય. ?

---

# પદાર્થ પાઠો.

## ( ૧ ) પીતળનો લોટો.

છોકરાઓ ! આ લોટામાં શું છે ? તે દેખી શકાતું નથી. કેમ ? કારણ તે પારદર્શક નથી. પારદર્શક શું છે ? કાચ, વારુ, ત્યારે આ કાચના પ્યાલામાં શું છે ? પથ્થરનો કકડો ત્યારે કાચ કેવો કહેવાય; આરપાર દેખાય તેવો. આરપાર દેખાય તેને પારદર્શક કહે

છે. પાણીમાંથી આરપાર દેખાય છે.

આ કાચ ઉપર ને કાંકરા ઉપર હાથ ફેરવો તો કાંઇ તફાવત જણાય છે ? હા કાચ લીસો ને કાંકરો ખડબચડો છે. ત્યારે કાચમાં બીજો કયો ગુણ જણાય છે ? લીસો.

લ્યો આ રૂને કાચ હવે એ તપાસો જોઇએ શું જણાય છે ? આ રૂતો દબાય છે ને કાચ તો દબાતો નથી. જે ન દબાય તે વસ્તુ કેવી કહેવાય ? કઠણ કહેવાય.

કાચને આમ તેમ ફેરવો જોઇએ એતો ચળકે છે. ત્યારે તે કેવો છે. ચળકતો.

આ કાચ તથા લાકડાના કકડાને પથ્થરપર ફેંકો તો શું થાય છે. કાચના કકડા થયા પણ લાકડું હજુ તેવુંજ છે પછાડીએ તો કઇ કઇ વસ્તુ ભાંગી જાય. કાચ, સ્લેટ, માટીનાં વાસણ. ત્યારે જે તરત ભાગી જાય તે કેવી કહેવાય ? બરડ. તમને ખબર છે કે, કાચ શેનો થાય છે? ના, તે રેતીમાંથી થાય છે.

હવે કાચના ગુણ કયા કયા તે ચળકે છે, તેમાંથી આરપાર દેખાય છે, દાબતાં કઠણ છે. બરડ છે.

**કાચનો ઉપયોગ**—લોકો અજવાળા માટે બારી બારણાંમાં કાચ જડે છે પ્યાલા, ચસમાં, ખડીઆ અને ચીમની વીગેરે ઘણી ઉપયોગી ચીજો બને છે.

## ( ૨ ) માટીનું વાસણ.

મારા હાથમાં શું છે ? માટી છે. તે શા ઉપયોગમાં આવે છે. તેના વાસણો બને છે. કોણ બનાવે છે ? કુંભાર. વાસણો કેવી રીતે બનાવે છે ? તેની તમને ખબર છે ના. ત્યારે સાંભળો હું કહું છું.

માટીને ચાળી ઝીણી થાય ત્યારે પાણી રેડી ગારો કરી ખુબ મસળે છે પછી જેવડું વાસણ કરવું હોય તેવડો લોંદો લઇ ચાકડા ઉપર મુકી કાચો ઘાટ કરે પછી ટપલા વની ટીપી પાકો ઘાટ કરે આવા વાસણો વાપરી શકાય ? ના કેમ. કાચાં છે માટે ભાગી જાય.

ત્યારે વાપરવા લાયક ક્યારે થાય ? ભઠ્ઠીમાં પકવે ત્યારે ન પકવે તો ભાંગી જાય છે.

કઇ કઈ ચીજો બને છે ? માટલાં, મોરીઆ. ગોળા, કથરોટ, હાંડલા, તાવડી, બતક, ચંબુ, રામપાતર, કોડીઆ, દોણી, નળીઆ, ઇટો વગેરે ઘણાં થાય છે.

માટીના વાસણમાં પાણી રેડીએ તો ? પાણી પી જાય છે ? શાથી પી જાય છે ? તેમાં ચુસવાનો ગુણ રહેલો છે તે ગુણને બાજુ શું કહે છે ? છિદ્રાળુ. એટલે શું ? દેખાય નહિ તેવા ઝીણા ઝીણા કાણાં જેમાં હોય તે.

ત્યારે કહો ? કઇ કઇ ચીજો છિદ્રાળુ કહેવાય.
ગરણું, વાદળી, માટી, બ્લોટીંગ કાગળ, જારનો રોટલો, વગેરે

આ વાસણને પછાડું કે પાણો મારૂં તો ભાંગી જાયછે કેમ ? બરડ છે માટે.

કઇ ચીજો ભાંગતી નથી લોઢું, લાકડું, પથરા વીગેરે.
ત્યારે બોલો ? માટીના કયા કયા ગુણો શીખ્યા

ગુણ—છિદ્રાળુ, બરડ, કઠણ, ટકોરા મારતાં અવાજ થાય એવું માટીના વાસણો શા કામમાં આવે છે?

ઉપયોગ—તે અનાજ ભરવાના, રાંધવાના, અને પાણી ભર

વાના કામમાં આવે છે.

## (૩) પાણી વિષે.

આ પ્યાલામાં શું છે ? પાણી છે તેનો રંગ કેવોછે ? કાળો કોઇ ધોળો કહેશે કોયલાનો રંગ કેવો છે ? કાળો દૂધનો રંગ કેવો છે ? ધોળો પાણી, કોયલા અને દૂધના રંગ જેવું છે ? ના.

ત્યારે કહો પાણી કેવાં રંગનું છે ? સાહેબ ? રંગવગરનું છે.

દૂધમાં પૈસો નાંખું તો આરપાર દેખાય છે? ના. ત્યારે કયામાં આરપાર દેખાયછે ? પાણીમાં અને કાચમાં.

જેમાં આરપાર દેખાય તે કયો ગુણ કહેવાય આરપાર દેખાય તેવો. જુઇનું ફુલ સુંઘો? સારી વાસ આવે છે. ઘાસતેલ સુંઘો ? નઠારી વાસ આવેછે. પાણીને સુંઘો ? વાસ આવતી નથી.

પાણીને સુંઘવાથી વાસ આવતી નથી તો તે કયા ગુણનું કહેવાય વાસવગરનું.

પાણીને રેડીએ તો શું થાય? રેલો ચાલે.
ધુળને ઢોળીએ તો શું થાય ? ઢગલો થાય રેલો ચાલે નહિ.
ત્યારે કહો કઇ ચીજોનો રેલો ચાલે ? પાણી, દુધ, છાશ, તેલ.
રેલો ચાલે તે કેવું કહેવાય ? પ્રવાહી કહેવાય છે.

પાણીમાં ખાંડ નાંખી પી જુઓ? સારૂ લાગેછે. મીઠું નાંખેલું ચાખી જુઓ? ખારૂં લાગે છે. લીંબડો નાંખેલું ચાખી જુઓ કડવું લાગેછે પાણી એકલું ચાખી જુઓ? કેવું લાગે છે ? જાણે કાંઇ સ્વાદજ ન હોય તેવું.

ત્યારે પાણીનો સ્વાદ કેવો છે? સ્વાદ વગરનું છે.
પાણીને લોટામાં રાખીને તાપમાં સુર્યના સામુ એટલે કિરણ પડે

તેમ રાખવાથી તે ચળકે છે

ત્યારે કહો પાણીના કયા કયા ગુણ શીખ્યા?

**ગુણ—રંગ વગરનું, પારદર્શક, વાસ વગરનું, પ્રવાહી, સ્વાદવગરનું, ચળકતું અને ગુણકારી છે.**

**ઊપયોગ**—માણસ અને જનાવર સૌને તે હર ઘડી ઉપયોગમાં આવે છે. રાંધવામાં, ધોવામાં, નહાવામાં, અનાજ વીગેરે રાંધવામાં પણ તેની જરૂર પડે છે તેના વિના કોઇ જીવી શકતું નથી.

પાણીને કોઇ વાસણમાં મુકી દેવતા નીચે મુકીએ તો તે ગરમ થાય છે અને તેમાંથી વરાળ નિકળે છે.

## પાટીનો આકાર.

આ પાટીને કેટલી બાજુઓ છે? ચાર છે. ઠીક જેને ચાર બાજુઓ હોય તેવી વસ્તુના નામ આપો? પલંગ વગેરે ઠીક ચારે બાજુઓ સરખી છે? હા, સામસામેની બબે સરખી છે. આ સામસામેની જે લાંબી બાજુઓ છે તે સ્લેટમાં કાઢો ——— બીજી નાની બાજુઓ છે છે તે કાઢો | | જુઓ તે પણ કાઢી ચાલો ત્યારે તમે એ બધી બાજુઓ ભેગી કરી મેળવી આપો. મેળવી? હા શું થયું. આકાર થયો ▭ બરાબર લાકડાનો આકાર કેવો હોયછે? ગોળ આ કેવો આકાર થયો? **લંબ ચોરસ પાટીને** કેટલા ખુણાછે? ચાર તે કેવા છે? કાટ ખુણા તેને બાજુઓ કેટલી? **ચાર** કેવી હોય? સામસામેની બબે સરખી ઠીક ખુણા કેટલા હોય ચાર કેવા કાટખુણા ત્યારે આ કેવો આકાર થયો **લંબચોરસ** જેનો આકાર લંબચોરસ હોય તેવી વસ્તુના નામ આપો ચોપડી, પેટી, કમાડ, સ્લેટ, ઘાતીયું વગેરે તમે લંબચોરસ આકાર ચિત્રો ▭ જુઓ સાહેબ ચિતર્યો.

## કાગળના જુદા જુદા આકારો.

ત્યારે હવે કાગળને કાપી તેના જુદા જુદા આકાર બનાવો પાટીનો આકાર તમે કેવો શીખી ગયાછો ? **લંબચોરસ** લ્યો આ સફેદ કાગળની બે પટીઓ કાપો ને લાલ કાગળની બે પટીઓ કાપો ને પાટી જેવો **લંબચોરસ** આકાર કરો આવડે છે હા શું યાદ રાખ્યું છે બે પટીઓ મોટી ને બે નાની કાપવી તે સાહેબ કાપો જોઊં, જુઓ. આ બે મોટી ——— ને હવે આ લાલ કાગળમાંથી નાની કાપું છું

જુઓ આ બે નાની | | મેલવો જોઇએ. 

કેવો આકાર થયો ? **લંબચોરસ** હવે તે કાગળની પટીઓ ચારે સરખી કાપો | | | | જુઓ આ બબે સામસામી રાખી મેળવો

તો કેવો આકાર થશે ?  આવો આકાર થયો. તેનું નામ જાણોછો ? એને **ચોરસ** કહે છે. પૈસાનો આકાર કેવોહોયછે ? **ગોળ** ચાલો આ ધોળા કાગળમાંથી એવી પૈસા જેવી તકતી કાપો, કાપી ? હા આવી થઇ કાળા કાગળની એક પટી કાપો. | તેવીજ સીધી પટી આ લાલ કાગળની કાપો | તેને બરાબર એવી રીતે ગોઠવો કે એક બરાબર આડી રાખી બીજી તેના ઉપર બરાબર સીધી પડે ચાલો ગોઠવી જુઓ ? હા જુઓ | બરાબર શું થયું ખૂણો એ ખૂણાનું નામ શું **કાટખુણો**.

હવે કાગળની ત્રણ પટીઓ કરી એક બીજાના છેડા ફક્ત અડે

એમ ત્રણેને ગોઠવો તો કેવો આકાર થશે ?  આવો થાય

એને કેટલા ખૂણાછે ? ત્રણ માટે એને ત્રિકોણ કહે છે. પટીઓ જો જુદી જુદી રીતે ગોઠવીએ તો જુદા જુદા ત્રિકોણ થાય જો આમ ગોઠવીએ તો  પહોળ ખૂણ ત્રિકોણ થાય

એમ ગોઠવીએ તો  કાટખૂણ ત્રિકોણ થાય

ચાલો ત્યારે કયા કયા આકારની તકતીઓ કરતાં આવડયું.



**લીલા નારંગીઆ અને જાંબુઆ રંગની ઓળખાણ.** છોકરાઓ ? તમે કયા કયા રંગ ઓળખોછો ? **રાતો, પીળો, વાદળી** એટલા રંગ ઓળખીએ છીએ.

રાતોરંગ કયો ? લોહીનો, કંકુ, ચણોઠી, **પીળોરંગ** કયો સોનું, હલદર. પાકાં લીંબુ. **વાદળી** રંગ કયો–ગળીનો, આકાશનો.

આ મારા હાથમાં શું છે ? **નારંગી ફળ** એનો આકાર કેવો છે ? **ગોળ** ગોળ આકાર કયા કયા છે ? નારંગી. દડા, લાડવા, લીંબુ લખોટા, **નારંગી** રંગ કઇ રીતે થાય છે તે જાણોછો ? ના ત્યારે સાંભળો. રાતારંગથી બમણો પીળો ભેળવો એટલે **નારંગીઓ** રંગ થશે. હવે બોલો નારંગી રંગ શું ભેળવવાથી થયો ? રાતો

અને **પીળો**, આ મારા હાથમાં શું છે? **જાંબુડા છે** એનો રંગ કેવો છે **કાળો** ત્યારે આ શું છે? **કોયલા** ત્યારે જાંબુડા કોયલા જેવા કાળા છે? **ના** જાંબુડાનો રંગ **જાંબુઓ** છે તે શા રીતે થાય છે? ખબર છે? **ના**.

રાતા જેટલો વાદળી નાંખો. આતો બરાબર **જાંબુઓ થયો.** શાથી થયો? રાતામાં વાદળી ભેળવવાથી.

આ રંગો હવે કેવા કહેવાય. **મિશ્રરંગો** કહેવાય.

કેમ? બીજા રંગના મેળવણીથી, **નારંગીઓ** અને **જાંબુઓ** થયા માટે કયા કયા રંગ મિશ્ર નથી. **રાતો, પીળો, વાદળી** તે રંગો શાથી થાય? મુળથીજ ત્રણ રંગો છે. બરાબર હવે યાદ રાખજો કે રાતો. પીળો. રંગ મેળવવાથી **નારંગીઓ** રંગ થાય છે અને રાતો અને વાદળી મેળવવાથી **જાંબુડીઓ** રંગ થાય છે.

વળી વાદળી અને પીળો રંગ મળીને **લીલો રંગ થાય છે.**

---

## રેતી વિષે.

જુઓ આ થાળીમાં શેનો ઢગલો પડયો છે? **રેતી છે સાહેબ** એ રેતી શી રીતે થાયછે? એ પથ્થરનો ભૂકો થવાથી થાયછે, એનો રંગ કેવો હશે? **લાલ ને કાળી.** પથ્થરની ભૂકી છે માટે જેવો પથ્થરનો રંગ તેવો રેતીનો રંગ હોયછે. રેતી કયાં જોવામાં આવેછે? નદીમાં તથા સમુદ્રને કાંઠે.

હાથ ફેરવી જોવાથી કેવી લાગે છે? **કરકરી** લાગે છે.

જુઓ આ ઢગલામાં આંગળી ખોસોતો આંગળી અંદર જાયછે માટે ઢગલો ભેગો હોય તો **પોચું** લાગે છે.

ઊંચેથી નીચે નાંખીએ તો છુટી છુટી નહીં થતાં ધાર બંધ પડે છે. તમારા ખોળામાં એક ખોબો ભરી પછી ઊંચકો તો કેવી લાગે છે? **ભારે**. અગ્નિમાં રાખીએ તો તે પીગળશે? ના ત્યારે કેવી કહેવાય? **પીગળે નહીં તેવી.** તે શા કામમાં આવેછે?

ઉપયોગ—રસ્તા ઉપર કાદવ કીચડવાળી જગ્યામાં નાંખવામાં આવે છે ચૂનામાં ભેળવી સારો કોલ કરે છે. કલાકની શીશામાં ભરવામાં નાંખે છે. તેનાથી આરસપહાણ સારી રીતે વહેરાય છે. તથા શાહીથી લખેલા અક્ષર ઉપર કાળી રેતી નાંખવાથી અક્ષર વહેલા સુકાઇ જાય છે.

## ખારૂં, તીખું ને કડવું.

જુઓ આ મારી પાસે કઇ કઇ જણશો પડી છે ? મીઠું, મરચું તીખાં, ગોળ, ખાંડ, લીમડાનાં પાન, આદુ, લીંબુ.

લ્યો આ ગોળ ખાઓ. કેવો સ્વાદ લાગે છે? ગળ્યો હવે આ મીઠાનો કટકો ચાખો કેવો સ્વાદ લાગે છે. ખારો. ખાંડ ચાખો કેવી લાગે છે ? ગળી લીંબુનો રસ ચાખો કેવો લાગે છે ? ખાટો મરચું ચાખો કેવું લાગે છે ? તીખું ખાંડનો તથા મીઠાનો રંગ કેવો છે ? ધોળો બન્નેનો રંગ ધોળો છે તેમ સ્વાદ એકજ જાતનો છે ? ના ત્યારે વસ્તુઓના રંગ મળતા હોય છે પણ તેના સ્વાદ જુદા જુદા હોય છે. ગોળનો રંગ કેવો છે ? રાતો છે. સુકા મરચાનો રંગ કેવો છે રાતો ને લીલાં મરચાંનો રંગ કેવો હોય છે લીલો ને સ્વાદ કેવો હોય છે તીખો શાથી જાણ્યું કે સ્વાદ તીખો છે ? જીભે ચાખવાથી ગોળ ને મરચાં સ્વાદમાં સરખાં છે ? ના. કેમ ? ગોળ ગળ્યો ને મરચાં તીખાં છે લીંબડાનું પાન ને લીલું મરચું શેમાં મળતાં છે રંગમાં ને શેમાં જુદા પડે છે સ્વાદમાં ત્યારે હવે કહો જોઉં કોઇ પણ વસ્તુનો રંગ તમે શી રીતે જાણી શકો ? આંખે જોવાથી ને સ્વાદ શી રીતે પારખી શકો જીભે ચાખવાથી.

ખારી વસ્તુનાં નામ દો મીઠું, ખારો, સિંધવ.

તીખી વસ્તુનાં નામ—મરચું તીખાં, આદુ, તજ, વિગેરે.

કડવી વસ્તુનાં નામ—લીમડાનાં પાન, કરીયાતું કારેલાં કાંકચા

## ત્રાંબુ, રૂપું ને સોનાના ચલણી સિક્કા.

આ મારા હાથમાં શું છે? પાઇ છે, એ શેની બનેલી છે? ત્રાંબાની જુઓ આ ટેબલ ઉપર બીજું કાંઇ છે? હા. અધેલો, પૈસો, ઢબુ બે આની પાવલી. અરધો રૂપિઓ છે બગર એને આપણે શું કહીએ છીએ? નાણું એ નાણું શા કામમાં આવે? તે લઇને વેપારીની દુકાને જઇએ તો આપણને જે જોઇએ તે ચીજ મળે. માટે એને ચાલતું અથવા **ચલણી નાણું** કહે છે. આપણા દેશમાં શેનું શેનું નાણું ચાલે છે? **ત્રાંબાનું** તથા **રૂપાનું**, ત્રાંબાના નાણામાંથી શું શું થાય? પાઈ અધેલો પૈસો, ઢબુ, દોકડો, થાય છે ત્રાંબામાંથી બીજું કાંઈ થાય? હા. શું થાય? ત્રાંબાનાં વાસણો પણ થાય છે. રૂપામાંથી શું નાણું થાય છે? બે આની કોરી પાવલી અરધો ને રૂપિઆ; રૂપામાંથી બીજું કાંઇ થાય છે? ઘરેણાં થાય છે તથા મોટા પૈસાદાર લોકો તેના વાડકા, વાડકીઓ, થાળી, પ્યાલા, લોટા, લોટીઓ વગેરે વાસણો બનાવે છે.

રૂપિઆની પડખે શું પડયું છે? જાણો છો? એ સોનાની **મહોર** છે. એ સોના નાણું વિલાયતમાં ચાલે છે. સોનામાંથી બીજું શું થાય છે? ઘરેણાં વાસણો આપણે જે સિક્કા જોઇએ છીએ તેનો આકાર ગોળ છે તેની એક તરફ કેટલી કીમતનો છે તે ઇંગ્રેજી ભાષામાં લખેલું હોયછે ને બીજી મેર વિલાયતમા જે રાજકર્તા હોય તેનું મહોરું હોય છે.

હવે બોલો ત્રાંબાનાણું કયું કયું શીખ્યા? **પાઈ, અધેલો, પૈસો**, ઢબુ, રૂપાનાણું કયું? બે **આની, પાવલી, અર્ધો**, રૂપિઓ, સોનાનાણું કયું? **મહોર.**

**ઉપયોગ**–આપણા મુલકમાં **ત્રાંબા** અને **રૂપાનાણું** ચાલે છે અને **સોનાનાણું** તો વિલાયતમાં ચાલે છે.

## પોલાદ લોઢું.

હાથમાં લોઢું રાખી પુછવું જુઓ આ શું છે ? લોઢું એ કયાંથી નીકળે છે જમીનમાં ખોદીએ તો નીકળે. પછી તે લોઢામાંથી પોલાદ એટલે ખરૂં લોઢું અથવા જેને ગજવેલ કહે છે તે બનાવે છે જુઓ આ પોલાદ એવી રીતે બનેલું તેનું શું થાય છે ? જાણો છો ? ના સાહેબ, ધારવાળાં ઓજાર તેમાંથી થાય છે. કયા કયા ઓજારને ધાર હોય છે ? વાંસલો, ચપ્પુ, છીણી, તરવાર, છરી, કોશ, કાતર, આરા, કરવત સુડી વગેરે.

એ હથિયારો લોઢાનાં કરવા હોય તો કેમ ? થાય કે નહિ ? થાય તો ખરાં પણ પોલાદ જેવા ટકાઊ ને ચળકતાં થઇ શકે નહિ પોલાદમાં કયા કયા ગુણો છે ? કાપવાના કામમાં આવે છે માટે તે કઠણ છે વળી ઘસીયે ત્યારે રૂપા જેવું ચળકતું થાય છે માટે ઓપ ચડી શકે તેવું, સફાઇદાર, ઝીણી અણી પણ નીકળી શકે વળી ઊંચી જગ્યાએથી પછાડીયે તો રણકારો સરસ થાય, તોલમાં પણ ભારે છે માટે વજનદાર કહેવાય, ઓગળી શકે ને ઝટ વળી ન જાય એવું છે.

## ઝાડ, છોડ ને વેલાની ઓળખાણ.

ચાલો છોકરાંઓ પેલા બાગમાં જઇએ. આ પક્ષી કયાં બોલે છે ? સાહેબ ! આંબાના તથા પીપળના ઝાડ ઊપર બેઠાં છે, આ ઝાડ ઘણું ઊંચું છે તેનું થડ જોયું. ? હા આ મોટું વચ્ચે જાડું રહ્યું તેજ કે હા એ શી રીતે ઊભું રહેલું હશે ? એનાં મૂળીયાં જમીનમાં ગયેલાં છે તે ઘણાં ઊંડાં ગયેલાં છે. તેથી તે સીધું ઊભું રહે છે તથા ત્યાંથી ખાવાનું પાણી ચુશી લે છે, જા, ભાઇ પેલા ફુલમાંથી એક ફુલ તોડી લાવ. એ શેનાં છે ? ગુલાબનાં ફુલ છે.. એ શેના ગાથે

થયા છે. સાહેબ એને ઝાડ ન કહેવાય પણ છોડ કહેવાય છે. પેલું જમીન ઉપર મોટું ફળ શું છે? સાહેબ એતો ચીભડું છે. ઊંચું કર ઓહો સાહેબ આતો જમીન ઉપરથી બધું પાંદડાંને ડાળા સુદ્ધાં કાંઇ ઊંચું થયું જેકે તે પથરાયેલું હતું? હા. ત્યારે એનું નામ વેલા કહેવાય ત્યારે તમે ઝાડ, છોડ, ને વેલા કોને કહેશો તેની ખબર પડી? હા જે ઘણાં મોટાં ફેલાયેલા ને ઉંચા હોય તે ઝાડ. ઝાડથી નાના હોય તે છોડ ને જમીન ઉપર જે પથરાયેલા હોય તે વેલા કહેવાય.

**ઝાડનાં નામ,** આંબો, આંબલી, પીપળ બોરડી, વડ વગેરે ઘણા છે, **છોડનાં નામ**-ગુલાબનો, મોગરાનો, કપાસ, અનાજ કઠોળ વગેરે. **વેલાનાં નામ**-ચીભડાનો, કારેલીનો, જીસોડાનો, કોળાના વગેરે. ઝાડ, છોડ, ને વેલા શાથી મોટા થાય છે? **પાણીથી.**

## ભેંસ વિષે.

આ ભેંસ પોતાનું મોં નીચું રાખી કેવી ચરે છે. તેનો રંગ કેવો છે? **કાળો** છે. બીજી જુદી જાતના રંગની હોય? હા કોઈ **ભુરી, ચાંદરી**, એવી પણ હોય છે. તે શાથી ચાલે છે? પગથી પગ કેટલા છે? ચાર કેવા છે? ટુંકા પગે શું છે? **ખરી** છે. ખરી કોને હોય? ગાય, બકરી, બળદને હોય છે. તેનું લાંબું પુછડું જોયું. તે કેવું આમ આમ હલાવે છે એ શા માટે હલાવે છે? તેને છેડે વાળ છે તેથી તે હલાવી મચ્છર, ડાંસ, કે માખ તેના શરીર ઉપર બેસે તેને ઉડાડે છે. તેની ડોક નીચી છે કારણ કે એને ભોંય ઉપર ચરવાનું છે. તેને આંચળ કેટલા છે? જોયા? હા. ચાર છે તે વતી તે દુધ દોવા દે છે. તે દુધ કાઢે છે. આહા? બહુ સુંવાળું છે હા એની ચામડી બહુ સુંવાળી ને કઠણ હોય છે. કોઇને મારવું હોય તો શી રીતે મારે? પોતાનાં અણીવાળાં શીંગડાંથી આ ભેંસો મોઢું કેમ હલાવ હલાવ કરતી હસે? એ તો વાગોળે છે, ભેંસને પાણીમાં તથા કાદવ કીચડ-

... ..., પણ ... ...ાર ઊલટું બગડેછે
...ું કહે છે ને તેના બચ્ચાંને પાડો ક પાડી કહે છે.

## ઘોડા વિષે.

જુઓ આ ઘોડીઓ સાથે નાની વછેરી,વછેરા, કેવા ઠેકડા મારેછે. જુઓ આ ઘોડાઓ કેવા રંગના છે? **કાળા, રાતા, કાબરચીતરા, ધોળા** તેઓ કેવા **હણહણે** છે. ? એ શું ખાતા હશે ખડ તેના ઉપર હાથ ફેરવો કેવું લાગેછે? ઝીણા સુંવાળાં વાળ છે, તેથી લીસું લાગેછે. પૂંછડું કેવું છે? લાંબા વાળનું છે તેના પગે શું જડેલું છે **નાળ.** નાળ શામાટે જડતા હશે? ચાલતાં કાંકરા ન વાગે માટે ઘોડાની ડોકે જે વાળ છે તેને શું કહે છે? **કેશવાળી.**

**ઘોડાનો ઊપયોગ**–ઘોડા બેસવાના કામમાં ગાડી જોડવાના કામમાં ભાર ઊંચકવાના કામમાં આવેછે. નાના ઘોડાને ટટુ કહેછે. ઘોડાને સારૂં ખવરાવી સંભાળ રાખીએ તો બહુજ કામ કરેછે, અને તે માણસો સાથે હળી જાયછે. કાઠીઆવાડના ઘોડા વખણાયછે. તેની સાથે હેત રાખીએ તો તે હળી જાયછે તેના પગની ખરી નક્કર અને કઠણ છે.

## પોપટ વિષે.

જુઓ મારા હાથમાં પોપટ છે તેને કેટલા પગછે? એ પગ શા કામમાં આવેછે? ચાલવાના કામમાં. પક્ષીઓ શાથી ઊડી શકે છે?

પક્ષી રહેતા ... માળા કેમ ...
નીચે માળા કેમ બાંધતા નથી ? તેના બચ્ચાંને કુતરાં, ...
ગેરે મારી નાંખે માટે; પક્ષીઓ શાથી ખાયછે ચાંચથી. શું ખાયછે અનાજ, જીવડાં, ફળ. વગેરે પોપટનો રંગ કેવો છે ? **લીલો** ચાંચ કેવી છે **રાતી નમેલી** અને કઠણ છે પોપટની નાકે કાળો કાંઠલો હોય છે. પોપટને માણસ શા માટે પાળે છે? જેવું શીખવીએ તેવું બોલતા આવડે છે પણ જે બોલે છે તેનો અર્થ સમજતો નથી પોપટને કયાં રાખેછે? **પાંજરામાં** કાગડાને કેમ પાળતા નથી? તેને પોપટના જેવું બોલતાં આવડતું નથી અને પોપટ માણસો સાથે રહેવાથી હળીમળી જાય છે. હવે પોપટના શરીરના ભાગ ગણાવો.

પોપટને બે પગ બે પાંખ પીંછાની પૂછડી, રાતી ચાંચ, ડોકે કાળો કાંઠલો અને શરીરે લીલા રંગનો છે.

**ઉપયોગ**–પોપટને બોલતાં શીખવીએતો આવડે છે માટે લોકો તેને પાંજરામાં રાખી પાળેછે. પોપટ બહુ મીઠાં વચનો બોલે છે માટે તે પંખીમાં કારભારી ગણાય છે.

## નળીઆ વિષે.

તમે નળીયાં જોયાં છે ? હા. કયાં છે ? આ આપણા છાપરાપર, એ કોણ કરતું હશે ? કુંભાર એ શેનાં થતાં હશે ? માટીનાં કેવીરીતે કરતાં હશે તે વાત તમે જાણો છો ? નહીંતો સાંભળો.

આપણે પાછળ કહી ગયા છીએ કે, કુંભાર જમીનમાંથી માટી

... ... ... નવા બ નળીયા

...ન ભઠ્ઠામાં પકવી બહાર કાઢી જરા ઠબકાર છે તેથા ...વા સાવ જૂદાં પડી જાય છે. એવી રીતે આ નળીયું તૈયાર ...યું જુઓ આ નળીયાનો રંગ કેવો જણાય છે ? સાહેબ કાંઇ રતાશ પડતો છે. બરાબર તેને દાબો જોઇએ, તે દબાય છે ! ના ત્યારે કેવું કહેશો ? કઠણ. પડતું મૂકીએ તો શું થાય ? ઝટ ભાંગી જશે ? ત્યારે તે કેવું કહેવાય ? બરડ. તેના ઉપર હાથ ફેરવો તો કેવું લાગે છે ? ખડબચડું

તેના ઉપર ટકોરો મારો, માર્યો? હા શું થયું ? અવાજ થયો.

નળીયાને ઉંચકી જુઓ તો કેવું લાગે છે ! ભારે.

નળીયાનો ઘાટ આવો કેમ કરતા હશે ? વરસાદનું પાણી તેમાં પડી એકઠું થઇ દડી જાય માટે નળીયાને બદલે ઘર ઉપર પતરાં રાખે તો શું થાય ? તે વહેલાં તપી જાય ને તેની માથામાં બહુ ગરમી ભરાય. વળી તપે પૈસા વધારે બેસે. આ નળીયા સિવાય બીજી કોઇ જાતના નળીયાં જોયાં છે ? હા વિલાયતી નળીયાં જોવામાં આવે છે. એના ઘાટમાં ને આપણે અહીંના ઘાટમાં બહુ ફેર છે. કારણ કે એના બનાવનાર હોંશિયાર માણસ છે તેથી તે જેમ શોભા આપે તેવાં સારાં કરે છે પણ તેનો ઉપયોગ તો છાપરું ઢાંકવાના કામમાં આવે છે. વળી બે નાળો ભેગી કરી દીધી જેવું કરે છે.

વિલાયતી નળીઆ સ્ટેશનપર અને મહારાજા સાહેબના મહેલપર જોવામાં આવે છે.

[illegible] નવીન ક્યારા, પાણી પોતે પાય;
[illegible]પીં કાપી વાંકી ડાળી, છેટે નાંખી જાય. બાગ.
થાકી પાકી લોથ થઇને, છાંયે બેશી જાય;
તાજું ભાથું ખાઈ કરીને, કામે પાછો જાય. બાગ.
આખો દહાડો કામ કરીને, સાંઝે વેલો જાય;
છૈયાં છોકરા સૌની સાથે, ભજન રૂડા ગાય. બાગ.

## બાળગીત.

### કસરત વિષે.

સૌજન આવોરે, હારે ઉભા રહીએ;
સલામ કરીએરે, મોઢે કાંઇ ના કહીએ. ૧
હાથ ઊપાડોરે, જમણો ઝટ દઇને;
વળતી ડાબોરે, ઊંચો કર લઇને. ૨
અદબ જો કરીએરે, લાગીશું વ્હાલા;
ફરીએ ડાબારે, લાડકડા લાલા. ૩
જમણા થઈએરે, પછી પીઠે ફરીએ;
સીધા થઇનેરે, પગ જો કરીએ. ૪
આ ચપટી વગાડોરે, તાળી પાડોને;
હેઠળ બેસીરે, પલાંઠી વાળોને. ૫